# પ્રેમીનું પોલ

યાને

# ગંભીર ગોટાળો.



છપાવી પ્રસિદ્ધ કરનાર.

## બાબુ નારણદાસ મોતીલાલ.

ઠે. હરીયાપુર નાની હવેલીની પોળ—અમદાવાદ.



અમદાવાદ કાળુપુર કપાસીયા બજારમાં શ્રી ચંપક પ્રિન્ટીંગ

પટેલ રાયચંદ હીરાચંદે છાપ્યું.

આવૃત્તિ ૧ લી — પ્રત ૧

સંવત ૧૯૮૫. સને ૧

કીમત એક આનો.

# તેરી યાદી.

( રાગીણીઃ ભીમપ્લાસ તાલ માત્રા. ૧૬ અને ૧. )

તેરી યાદી હરદમ હમ આયા કરે, તેરી યાદી પલપલ આયા કરે.

પ્રભૂ તું વ્યોમ વાયુ વારી ભૂમિ તેજ શશી. હા....આ........
વેદાંતિ વેદ નેતિ તત્વમસિ તત્વમસિ, હા....આ........
ઐસા શબ્દ શ્રુતિ સુનાયા કરે ॥ તેરી યાદી ॥ ધ્રુ૦ ॥ ૧ ॥

પ્રભુ તું નિર્વિકાર નિર આકાર સર્વ વ્યાપી, હા ...આ... ...
મૈ હૂં વિકારી મૂર્તિમંત અલ્પ વ્યાપી, હા....આ........
રૂપિ ભક્તિ સે યોગ મિલાયા કરે ॥ તેરી યાદી ॥ ॥ ૨ ॥

તું દૂર આસમાં મેં સૂરજ હો કે ચંદા ? હા....આ........
મૈ મૃત્યુ ભૂમિ મેં કમલ હોકર કે પડા ! હા....આ........
સુરતા સે તાર ચલાયા કરે ॥ તેરી યાદી ॥ ॥ ૩ ॥

મૈ બોલતા અગર તો રોતા હસતા હોં, હા....આ........
બોલતા અગર તો સોતા જગતા હોં, હા....આ........
અંદર તું બંસી બજાયા કરે ॥ તેરી યાદી ॥ ॥ ૪ ॥

મિલનસે દિલ મેરા કલપાતા હૈ, હા....આ........
દેહ સે દમ નિકલસે જાતા હૈ, હા....આ........
ઈશ્વર " ધ્યાન લગાયા કરે ॥ તેરી યાદી ॥ ॥ ૫ ॥

# ગંભીર ગોટાળો

યાને

# સોનેરી શીખામણ.

( દોહરો. )

કામીનું મન કામમાં, દામ લોભી મન સાર;
વ્યશની ચીત મધુ માંસમાં, જાર મનુષ્ય મન જાર.

## કવિતા.

જારને વીચાર નહી, ગણીકાને લાજ નહી,
નગુરાને જ્ઞાન નહી, અંધ પાસે આરસી;
સુભ તણી સેવા નહી, ખર ઉપદેશ નહી,
કામી તણું સાચ નહી, શેઠ સામે ફારસી.
સુરાપાની સુચી નહી, લંપટનું સાચ નહી,
નીચનું વચન નહી, કડુ બોલ તારસી;
દીન તણું દાન નહી, મુર્ખથી મેળાપ નહી,

વિદ્વતાનું માપ નહી, કાષ્ટ શસ્ત્ર ધારસી.
નાજરને નાર નહી, સમુદ્રનો પાર નહી,
કાગડાને ખાર નહી, જાહેર જણાય છે;
લુટયા પછી ભય નહી, ધ્રુવ તણો ક્ષય નહી,
પાપ મહી જય નહી, ક્રુરતા ગણાય છે.
દુતીની પ્રતીત નહી, સ્વારથીઓ મીત્ર નહી,
બીકણની જીત નહી, કાયર ભણાય છે;
પાતરની પ્રીત નહી, નીર્લજનો ગીત નહી,
હરામીનું હીત નહી, સત્ય વખણાય છે.
ખીર ખાર ખીર નહી, નીર મૃગ નીર નહી,
વૃક્ષમાં કથીર નહી, દેખતાં દેખાય છે;
છાપરૂ મંદીર નહી, ધુળ કોટ નીર નહી,
ખારૂ નીર નીર નહી, તૃષા તણુઆય છે.
કુરા તાપ તાપ નહી, ગંડુ બાપ બાપ નહી,
શંખણીનો શ્રાપ નહી, શતી શ્રાપ થાય નહી;
ફળ વીણુ તીર નહી, ચીર વીણુ હીર નહી,
ચોર ચીત સ્થીર નહી, વેગે વહ્યું જાય છે.
શીશુ સાથે ખેલ નહી, કુંવારીથી કેલ નહી,

વેણુ પીલે તેલ નહી, નહી પાર તેહમાં;
પડાથી વીરોધ નહી, તપસ્વીને ક્રોધ નહી,
મર્કટને બોધ નહી, નહી ભાર ચેહમાં.
ઉંડા જળે જાવું નહી, નગ્ન બની નહાવું નહી,
એંઠુ અન્ન ખાવું નહી, નહી સાર જેહમાં;
કાર્ય વીના હાંસી નહી, રોગ વીના ખાંસી નહી,
ખુન વીના ફાંસી નહી, નહી ખાર તેહમાં.
મેરૂ સમ ગીર નહી, ગંગ સમ નીર નહી,
રામ સમ વીર નહી, ઘટ ઘટ રામ છે;
ઓંકારથી મંત્ર નહી, શ્રદ્ધા સમ ચંદ્ર નહી,
જાદુ સમ તંત્ર નહી, ઠગ ઠામ ઠામ છે.
સીતા સમ સતી નહી, ગજ સમ ગતી નહી,
કોક સમ રતી નહી, રતી પતી કામ છે;
ગીતા સમ જ્ઞાન નહી, ધર્મ સમ દયા નહી,
બોધ સમ ધ્યાન નહી, સત્ય સાચુ દામ છે.

# સોનેરી શીખામણ.

રાગ–મરસીઆ.

હાય હાયરે, ગંભીર ગોટાળો થાય છે,
જુઓને આંધળા ભાઈ;
ઇજ્જતની થાય છે હરાજી. હાય હાયરે. (૧)

હણાતી હીંદને જુઓ,
કરે છે હાથે હરાજી;
સ્વતંત્ર સ્વીકારી છે. હાય હાયરે. (૨)

સર્વ છંદી કામને માટે,
સુધારામાં ફેરવે છે પાણી;
હવે સુધારામાં છે કુધારોરે. હાય હાયરે. (૩)

ગમે તેવું તો સર્વ ગ્રહી લેવું,
જીવન છે જડ ભીડ જેવું;
ભણ્યા છે ઇંગ્લીસમાં થોડું. હાય હાયરે. (૪)

ભાઇ બન્યા યુરોપના બેટા,
ગણે ગોઢેમ સૌ ઘરમાં;
મનાવે દેવથી દેવોરે. હાય હાયરે. (૫)

બતાવે રોફ તે કેવો,
કહો ત્યાં રોફ બોધ શું દેવો;
થતી જ્યાં રાત અંધારીરે. હાય હાયરે. (૬)

પછી જુઓ બલીહારી,
ફેરવે છે સાથમાં નારી;
સીનેમા જોવાને માટે જાયેરે. હાય હાયરે. (૭)

નહી તો નાટક ભુવનમાં,
તમાસા ખેલના જોવા;
ભમે છે ત્યાં બદમાશોરે. હાય હાયરે. (૮)

અરે ભમે છે ઇસકના દીવાનો,
ભમે છે સોનીરી ટોળીના;
રમાના રંજન દીલ કરવાને. હાય હાયરે. (૯)

ભણેલા ભુતને જુઓ,
જમાનો આજ છે એવો;
પુન બાને તો પાપ બહુ થાયરે. હાય હાયરે. (૧૦)

ફસાતી કંઇકના ફંદે,
તમારી ફેશનના ફંદે;
જુઓ ફેશનની થાય છે હરાજી. હાય હાયરે. (૧૧)

ફાંસી વીષય શ્વાન ભોગી,
જીવન છે શ્વાનની માફક;
જરા સ્વધર્મને જુઓરે. હાય હાયરે. (૧૨)

ઇજતનો ડંકો રહ્યો છે વાગી,
અરેરે ઘોર ગીડદીમાં;
થાતાં જ્યાં કુણીના દાવારે. હાય હાયરે. (૧૩)

કહોને શી રીત ફાવે,
વાર તહેવાર નદીએ જાયે;
મેળામાં મોકાણુ મંડાએ. હાય હાયરે. (૧૪)

લુટાતી લાજ લલનાની,
તમારી આંખની સામે;
જરા જાગીને જુઓરે ભાઇ. હાય હાયરે. (૧૫)

કલમ લખી છે થોડી,
ભુલચુક સુધારીને લેવી;
બાબુ નારણુની અરજી દીલ લેવીરે. હાય. (૧૬)



દેખો એ કાયાકી રેલ, રેલ સે
અજબ નીરાલી હે,
શ્વાસ ધુવા મુખધે હે જારી,
મોહકી લકરી મીલી હે ભારી;
તનકા ઇનિજીન લગાકે,
જીસમે અગની બાલી હે. દેખો.
પાપ પુન્યસે મીલીઆ થાલી,
ઇસમેસે અકલ સડક નીકાલી,
દમકા કાંટા લગા જીધર,
ચાહય ઉધર ગુમાવીહે,
નિમ ધરમકા પીંડા બનાકે,
સતકા લકુા ખુબ ચડા કે,
જ્ઞાન કમાના જોડ ધ્યાનકી
શંકર જોર ડાપી હે. દેખો.
નજભકા ઘંટા હરદમ હલતા,
ઇસકા ટાઇમ રેલસે મીલતા,
કરકા સીંગલ ગીરા,
કે રેલ અબ આનેવાલી હે. દેખો.
યે મુસાફર કયું દુખ ભરતા,
રામ નામકી ટીકીટ ન લેતા,
અબ કફકી સીટી બજી,
કે રેલ અબ ચલનેવાલી હે. દેખો.

તાર ખબરીઆ હીંચકી આપ,
કાળ બદલીયા શીરપર છાઈ,
રેલ બખર છુટ ગયા,
પડા ઈસ્ટેશન ખાલી હે. દેખો.
પ્રિતે પુરસોતમ ગાઈ,
ભજી લેને જુગજીવન ભાઈ,
તું સમજ સમજ મનમાંહી,
તું મોહકી જાળી ડાલી હે, દેખો.

---

છપાવી પ્રસિદ્ધ કરનાર,

**બાબુ નારણદાસ મોહોલ્લાલ.**

ઠે દરીયાપુર નાની હવેલીની પોળ—અમદાવાદ.



અમદાવાદ કાળુપુર કપાસીઆ બજારમાં ધી રૈયત પ્રિન્ટિંગ પ્રેસમાં
**પટેલ રાયચંદ હીરાચંદે છાપ્યું.**

---

આવૃત્તિ ૧ લી. પ્રત ૪૦૦૦.

સંવત ૧૯૮૫. સને ૧૯૨૯.

કીંમત છ પાઇ.

# પ્રેમીનું પોલ.

રાગ. રાસડો.

હાય હાયરે જમાનો કાળ રૂપી આવ્યો,
હવે વાયશે અણઘટતો વાયોરે  ટેક.  હાય હાયરે.  ૧
મૃત્યુલોકમાં પાપ થવા માંડયો ફરતી વેળાના પડીયા ફાળા,
ખરે હડાડે આવ્યો છે હવે ખાડારે.  હાય હાયરે.  ૨
ચોર ચોરી કરીને જાય ત્યારે પળમાં સહુકાર દંડાયે,
દુનિયામાં નિર્દોષ દંડાયરે.  હાય હાયરે.  ૩
કરે દુનિયામાં દારૂના દિવાના ના મળે રહેવા કે ખાણા,
સારી કરે છે પિડાની રોજ સેવારે.  હાય હાયરે.  ૪
ખરા કામો કરે છે ખોટા માન લેવા બન્યા છે બહુ મોટારે,
કંઈક ગરીબોના શેકે છે મોઢારે.  હાય હાયરે.  ૫
ઝાઝું વ્યસન દારૂનું માલે માર ખાઇ ગટરમાં માલે,
કંઈક ઇજ્જતના ડંકા વગાડીયારે.  હાય હાયરે.  ૬
દીલડામા દયા ન આવે લાજ ઇજ્જતના પડદા ખોલાયે,
વાંક વીના ઉપર કેર વર્તાવ્યોરે.  હાય હાયરે.  ૭
ખોટું બોલીને ખાસડા ખાયે લાગે છોકરાં બૈરાંની લ્હાયે,
પાણી મળે ના એક પાઇરે.  હાય હાયરે.  ૮
ગ ગયાને ... રહ્યા છે લુચ્ચા લોફર જુગારી થયા છે,
ાં ઘટી છે બહુ માઝારે.  હાય હાયરે.  ૯

સત્યયુગને જુઠ બહુ આવ્યું તેથી ચેતીને ચાલજો ભ.
પાપ આવ્યાને ધર્મ દુર થાય છે. હાય હાયરે
જુઠા બોલાનું જોર વધ્યું ઝાઝું લવારી કરતાં નવ રે
જેમ હડકાયું કુતરૂં બાજ્યુ રે. હાય હાયરે
ઘેર આવેને વાજાં વગડાવે જર વીના જોખમ ના લગ
છાકટાને શરમ ના આવેરે. હાય હાયરે
ખોટું બોલેને જુઠું ભાખે નીચ યારોની દોસ્તી ના
સારા ભલાને તે નવ છાજેરે. હાય હાયરે
ભંગ લુચ્ચા જુગારી બોલાવે, ઉપર રહીને છીનાળા
ઉંટ કાઢેને બકરી ભરાવ્યારે. હાય હાયરે.
મશ્કરી કરીને પેટ ભરી ખાયે કલકલાવે કામનીઓની
તેનું ઠેકાણું તે નવ થાયેરે. હાય હાયરે.
પ્રેમ પ્રેમીનું પાગળ ખોલાયે દેવ મંદીરમાં ગોટાળો શ
ખાખુ નારણદાસે રાસડો ગાયોરે. હાય હાયરે.

